४८४४

# श्रीगोकुलचंद्रमाजीना पीठना

## सेवक वैष्णवोनुं नित्यकर्म.

गोस्वामि श्रीगोविंदाचार्यात्मज

श्रीदेवकीनंदनाचार्यजी अने श्रीजयदेवाचार्यजीनी

आज्ञानुसार

जमुनादास नरसी खटाउए

छपाव्युं.

मुंबई:

एज्युकेशन सोसायटी प्रेस.

संवत् १९४७ विजयादशमी.

૪૮૪૪

# श्रीगोकुलेंदुर्जयति.

## શ્રીગોકુલચંદ્રમાજીના ઘરનું સમર્પણ લેનારા વૈષ્ણવોને વર્તવાની રીતિ, બ્રહ્મસંબંધની રીતિના નિયમો, અને સૂર્યોદયથી આહ્નિકનાં સાધારણ આચરણ.

### ઉષઃકાળના (સૂર્યોદય પહેલાં પાંચ ઘડીના) નિયમો.

ઉપર જણાવેલા સમયે (ઉષઃકાળમાં) અવશ્ય ઉઠવું જોઇયે, કારણકે ધર્મશાસ્ત્રમાં તેવી આજ્ઞા છે.

**ब्राह्मे मुहूर्त्ते बुध्येत धर्मार्थौ चानुचिन्तयेत् ।**
**कायक्लेशांश्च तन्मूलान्वेदतत्त्वार्थमेव च ॥**

મનુ. અ. ૪, શ્લોક ૯૨.

અર્થ.—રાત્રિના છેલા પ્રહરમાં ઉઠીને અનુષ્ઠાનને માટે પરસ્પર અનુકૂળ એવા ધર્મ તથા અર્થનો વિચાર કરવો. અને તેના અનુકૂળ શરીરપરિશ્રમ તથા વર્ણવિભાગથી વેદાર્થનો તત્ત્વવિચાર કરવો.

**ब्राह्मे मुहूर्त्ते चोत्थाय चिन्तयेदात्मनो हितम् ।**
**धर्मार्थकामान् स्वे काले यथाशक्ति न हापयेत् ॥**

યાજ્ઞવલ્કય. અ. ૧, શ્લોક ૧૧૫.

અર્થ.—રાત્રિના છેલા પ્રહરમાં ઉઠીને પોતાના આત્માના કલ્યાણમાટે વર્ણક્રમથી વેદાર્થ વિષયોનું મનન કરવું. કેમકે પ્રભાતમાં મન શાંત હોવાથી તત્ત્વનો નિશ્ચય સારી રીતે થઇ શકેછે. તત્ત્વનિશ્ચય કર્યા પછી ઉચિત કાળમાં ધર્મ, અર્થ ને કામની યથાશક્તિ સેવા કરવી.

ત્યાર પછી સંપ્રદાય રીતિથી ગળામાં રહેલી તુલસીકાષ્ઠમાલાનો અને જેના કંઠમાં જનોઈ હોય તેમણે બન્ને વસ્તુનો સ્પર્શ કરીને દર્શન કરવાં. તેમ કરવાથી દિવસનાં સર્વ કર્મ સફળ થાયછે. ત્યાર પછી શ્રીઠાકુરજીનાં તથા પોતાના ગુરૂદેવોનું ધ્યાન કરવું. પછી શ્રીઠાકુરજી તથા શ્રીગુરૂદેવ સમીપમાં બીરાજતા હોય તો તેનાં સાક્ષાત્ દર્શન કરવાં ત્યાર પછી શ્રીઠાકુરજી તથા શ્રીગુરૂદેવનાં યથાશક્તિ નામસ્મરણ કરવાં. આ પ્રમાણે સર્વ ક્રિયા થઈ રહ્યા પછી વિધિપૂર્વક શૌચ ( ઝાડે જંગલ ) જવું.

**तिरस्कृत्योच्चरेत्काष्ठलोष्ठपत्रतृणादिना ।**
**नियम्य प्रयतो वाचं संवीताङ्गोऽवगुण्ठितः ॥**

મનુ. અ. ૪, શ્લોક ૪૯.

અર્થઃ—પુરૂષે વસ્ત્રથી અંગ ઢાંકીને અને માથું પણ વસ્ત્રથી ઢાંકીને કાષ્ઠ, મૃતિકા, પત્ર અથવા તો તૃણ વિગેરેથી પૃથ્વીને આચ્છાદિત કરી મુંગા મુંગા મળમૂત્રનો ત્યાગ કરવો—ઝાડે જવું. જનારાએ રાત્રીમાં દક્ષિણ તરફ મુખ કરીને બેસવું, દિવસે ઉત્તર તરફ મુખ કરીને બેસવું. અને સાયંકાળે પણ તેમજ બેસવું. તથા અગ્નિ, વિપ્ર, સૂર્ય ને પવન આટલા સામે મુખ કરીને બેસવું નહીં. ત્યાર પછી હાથ પગ ધોતા વખતે ત્રણ વખત માટી લગાવીને હાથ તથા તેમજ ત્રણ વખત પગને ધોઈને શુદ્ધ કરવા. ત્યાર બાદ દાંતણ કરવું તે શાસ્ત્રોક્ત વિધિથી કરવું.

**शरीरचिन्तां निर्वर्त्य कृतशौचविधिर्द्विजः ।**
**प्रातःसन्ध्यामुपासीत दन्तधावनपूर्वकम् ॥**

કાર્યાકાર્ય વિષયમાં શરીરની ચિંતા—શરીર સંબંધિ વિચાર કર્યા પછી દ્વિજવર્ણો—બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્યોએ શાસ્ત્રોક્ત વિધિપ્રમાણે દિશા જંગલ જઈ આવીને દાંતણ કરવું. અને પછી શુદ્ધ થઈ પ્રાતઃસંધ્યાદિક કર્મો કરવાં.—તે સર્વ અધિકાર પ્રમાણે કરવાં.

## દંતધાવનનો વિધિ.

**कण्टकक्षीरवृक्षोत्थं द्वादशाङ्गुलसंमितम् ।**
**कनिष्ठिकाग्रवत्स्थूलं पर्वार्धकृतकूर्चकम् ।**
**दन्तधावनमुद्दिष्टं जिह्वोल्लेखनिका तथा ॥**

કાંટાવાળાં, અને જેમાંથી ક્ષીર નિકળતું હોય તેવા પીપળા, ઉંબરા વિગેરે ઝાડો વર્જીને લીંબડા વગેરે ઝાડોનું બાર આંગળ લાંબું અને કનિષ્ઠિકા—ટચલી આંગળી જેવું જાડું દાંતણ લેવું અને એક આંગળનો કુચો કરવો. આનું નામ દાંતણ કહેવાય છે. અને આ દાંતણથી દાંત સાફ કરવા અને તેની ચીરથી ઓળ ઉતારવી. દાંતણ કરનારાઓમાં જેને ઉપવીત આદિ સંસ્કાર થયો હોય તેને દાંતણ ગ્રહણ કરતી વખતે ભણવાનો મંત્રઃ—

**आयुर्बलं यशो वर्चः प्रजापशुवसूनि च ।**
**ब्रह्म प्रज्ञां च मेधां च त्वं नो देहि वनस्पते ॥**

દંતધાવન થઇ રહ્યા પછી વિધિ પ્રમાણે નાહાવું. સ્નાન કરનારાએ બે વસ્ત્ર ધારણ કરીને શરીરનો મળ દૂર કરવા માટે ત્રણ વાર સ્નાન કરીને પછી વિધિપૂર્વક સ્નાન કરવું તે એવી રીતે કે નાહાનારાએ પ્રથમ શિખા બાંધવી. ત્યારપછી આચમન લઈ પ્રાણાયામ કરવો. અનંતર—

**ममोपात्तदुरितक्षयद्वारा श्रीकृष्णप्रीत्यर्थं सकलकर्मयोग्यतासिद्धये प्रातःस्नानमहं करिष्ये—**

આ પ્રમાણે સંકલ્પ કરવો અને પછી

**पुष्कराद्यानि तीर्थानि गङ्गाद्याः सरितस्तथा ।**
**आगच्छन्तु पवित्राणि स्नानकाले सदा मम ॥**

આ મંત્ર ભણવો. જો વેદનો અધિકાર હોય તો.—**इमं मे गङ्गे यमुने सरस्वति०**—ઇત્યાદિ મંત્ર ભણીને ત્રણ વાર સ્નાન કરવું. ત્યાર પછી પવિત્ર વસ્ત્રથી શરીરને લુછી નાંખી બે પવિત્ર વસ્ત્ર ધારણ

કરવાં અને એક શુદ્ધ આસન ઉપર બેસી હરિસ્મરણપૂર્વક શિખા-બંધન કરી વિધિપૂર્વક તિલક કરવું. બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્યોએ બાર તિલકો કરવાં. તે નીચે પ્રમાણે:—

૧. લલાટમાં શ્રી ચરણાકાર તિલક કરવું અથવા તો મંદિરાકાર કરવું. ત્યાર પછી. ૨. ઉદર ઉપર દીવાની કળિકાકાર કરવું. ૩. હૃદયમાં કમળાકાર કરવું. ૪ કંઠકૂપમાં દીવાના આકારનું કરવું. ૫. જમણા પડખા ઉપર દીવાના આકારનું કરવું. ૬. જમણા બાહુ ઉપર વાંસના પત્ર સમાન કરવું. ૭. બંને ખભા ઉપર દીવાના આકારનું કરવું. ૮. ડાબા પડખા ઉપર દીવાના આકારનું કરવું. ૯. ડાબા હાથ ઉપર વાંસના પત્રાકાર કરવું. ૧૦. બંને કાનના મૂળમાં દીપાકૃતિ કરવું. ૧૧. પીઠ ઉપર દીપાકાર કરવું. અને ૧૨. ચૂંચના ભાગ ઉપર પણ દીવાના આકારનું તિલક કરવું. આ પ્રમાણે બાર તિલક બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્યોએ કરવાં અને શૂદ્રોએ એક ઉર્ધ્વ પુંડ્ર તિલક કરવું. અથવા તો ચાર કરવાં. આ તિલકો કર્યા અગાઉ શ્રીચરણામૃત લઇને પ્રસાદી રોલી અથવા કેશર, ગોપીચંદન ઇત્યાદિથી તિલક કરવાં. તિલક કર્યા પછી છ મુદ્રા (છાપા) ઉપદેશસુધા ગ્રંથમાં (પાને ૯૦ થી ૯૪ સુધી.) કહ્યા પ્રમાણે કરવાં. ત્યાર પછી બ્રાહ્મણ, ક્ષત્રિય ને વૈશ્ય એ લોકોએ પોતપોતાના શાખાનુસાર વૈદિક સંધ્યા, ઔપાસન-હોમ, બ્રહ્મયજ્ઞ, પિતા ન હોય તો પિતૃતર્પણાદિક નિત્યકર્મ શ્રી ઠાકુરજી-ની સેવામાંથી જે સમય બચે તે સમયમાં અવશ્ય કરવાં. કેમકે નિત્ય કર્મો ન કરવાથી પાતક લાગેછે. જેઓને જનોઈ વિગેરેનો સંસ્કાર થયો ન હોય તેવા મનુષ્યોએ પોતાના ગુરૂઓની પાસે જનોઇનો સંસ્કાર કરાવવા માટે અવશ્ય પ્રયત્ન કરવો ઉચિત છે. અને જે ક્ષત્રિય વૈશ્યોને પોતાની શાખા તથા સૂત્ર જાણવામાં ન હોય તેઓએ શ્રી કન્હૈયાલાલ શાસ્ત્રી કૃત ષટ્કર્મ પદ્ધતિમાંથી ષટ્કર્મ કરવાં. ઉક્ત પદ્ધતિ શ્રી ગોકુલચંદ્રમાજીના ઘરમાંથી મળશે. અને બાળકોએ પોતાના માતાપિતાની આજ્ઞાનુસાર સ્નાન, નામસ્મરણ, સ્તોત્રપાઠ, વિગેરે કરવો. જે બ્રહ્મચારી હોય તેમણે અસત્ય સ્ત્રીસંગાદિકથી બહુજ ડરતાં રહેવું. માતાપિતાની આજ્ઞામાં રહેવું, શ્રી ઠાકુરજી તથા ગુરૂદેવની સેવા કરવી, વેદાધ્યયન તથા

ઉપાસનહોમમાં તત્પર રહેવું. તથા જે ગૃહસ્થ હોય તેમણે સંપ્રદાયની રીતિ પ્રમાણે ઘણીજ સારી રીતિ મંગળાથી માંડીને શયન પર્યંત શ્રી ઠાકુરજીની અવશ્ય સેવા કરવી. અને તેની વચમાં ઉપર જણાવેલાં નિત્ય કર્મ અવશ્ય કરવાં. એકપત્નીવ્રત ધારણ કરવું. પંચ મહાયજ્ઞ અવશ્ય કરવા, તે પંચ મહાયજ્ઞનાં નામ—

**ब्रह्मयज्ञ, देवयज्ञ, भूतयज्ञ, पितृयज्ञ, मनुष्ययज्ञ.**

## સ્ત્રીઓનાં કર્તવ્યકર્મ.

સૌભાગ્યવતી સ્ત્રીએ પ્રાતઃકાળમાં પતિની અગાઉ ઉઠીને પ્રથમ માબાપાનાં દર્શન કરી પતિનાં દર્શન કરવાં. અને પછી શ્રી ઠાકુરજી તથા શ્રી ગુરૂદેવનાં નામનું સ્મરણ કરવું. ત્યાર પછી પૂર્વોક્ત પ્રકારથી શૌચાદિક સ્નાનાંત સર્વ ક્રિયા કરી લલાટમાં કુંકુમનો ચાલ્લો કરીને પોતાના પતિની આજ્ઞાનુસાર પતિના સહાયભૂત થઈ સેવાદિક કર્મ કરવાં. સ્ત્રીએ પતિવીના બીજા કોઈપણ પરપુરૂષ સાથે કામબુદ્ધિ ન કરતાં તે એોને પિતા અને પુત્રસમાન જાણવા. અને પિતૃભાવથી ગુરૂદેવની સેવામાં તત્પર રહેવું. અને વિધવા સ્ત્રીએ માતા, પિતા, પુત્ર, સસરા, અને ગુરૂદેવ આદિની આજ્ઞામાં રહીને વર્તવું અને બ્રહ્મચર્ય વ્રત પાળવું. અને શ્રી ઠાકુરજી તથા શ્રી ગુરૂદેવની સેવામાં તત્પર રહેવું. અને અલંકારાદિક ધારણ કરવાં નહીં.

## સર્વ સાધારણ સેવાપ્રકાર.

સ્નાન, તિલકની પછી સંધ્યાવંદનાદિક નિત્ય કર્મોની પેહેલાં પોતાની પાસે શ્રી ઠાકુરજીનું સ્વરૂપ, ચિત્ર અથવા તો પોતાના ગુરૂદેવના રેશમી વસ્ત્રોની ઉપર ચરણ વિગેરે સેવા બીરાજતી હોય તો તેનાં ચરણ સ્પર્શ કરવાં. પછી નિરંતર જે પ્રમાણે ભોગ ધરવાની રીત હોય તે પ્રમાણે ભોગ ધરવો. તથા ઝારી ભરવી, અને પછી જેવો જેવો સમય મળતો જાય તે પ્રમાણે વર્ણાશ્રમ પ્રમાણે સંધ્યાદિક નિત્ય કર્મ કરવાં તથા સાંપ્રદાયક ગ્રંથોનો પાઠ કરવો. અને જપ વિગેરે કરવો. અને મંગળાથી માંડીને રાજભોગ સુધી સર્વ દર્શન કરવાં.

## બ્રહ્મસંબંધ.

જે મનુષ્યો જે પીઠ ( ગાદી )ના સેવક હોય તેમણે તે ગાદીના ગુરૂદેવની પાસેથી પોતાના મનુષ્યોને બ્રહ્મસંબંધ લેવગાવવું. તે બ્રહ્મસંબંધની રીત નીચે પ્રમાણે જાણવી. જેને બ્રહ્મસંબંધ લેવાની ઇચ્છા હોય તેમણે બ્રહ્મસંબંધ લેવાની અગાઉ પેહેલાં બે દિવસ શ્રીઆચાર્યજી મહારાજની પ્રાર્થનાપૂર્વક આજ્ઞા માંગવી. તદનંતર બીજે દિવસે એટલે બ્રહ્મસંબંધને આગલે દિવસે ઉપવાસ વા ફળાહાર કરવો અને બ્રહ્મચર્યવ્રતથી શુદ્ધતામાં રહેવું. પછી તેને બીજે દહાડે પ્રભાતમાં નાહીને નવાં શુદ્ધ કરેલાં વસ્ત્રો સાથે લઇને જ્યાં શ્રી આચાર્યજી બીરાજતા હોય ત્યાં જવું. અને સ્નાન કરવાનું પંચિયું પેહેરી જળઘરામાં જઈ સ્નાન કરવું. અને પછી સાથે આણેલાં શુદ્ધ વસ્ત્ર પેહેરી હાથની મુઠીયો વાળીને બેસવું. અને કોઇને પણ સ્પર્શ કરવો નહીં.

ત્યારપછી શ્રી ગુરૂદેવની આજ્ઞાનુસાર બ્રહ્મસંબંધ લઇને સાષ્ટાંગ પ્રણામ કરવા અને શ્રી ઠાકુરજીને ભેટના રૂ.૧—૮—૦ આના અને સેવકીના બે આના ભેટ આપી યથાશક્તિ શ્રી આચાર્યજીને ભેટ ધરવી અને તેની આજ્ઞા લઈ ઘેર જવું.

બ્રહ્મસંબંધ લેનારા મનુષ્યે નીચે દર્શાવેલા નિયમો પ્રમાણે વર્તવું. તેમાં પ્રથમ ભોજનાદિક નિયમ—બ્રાહ્મણ, ક્ષત્રિય ને વૈશ્યજાતિના વૈષ્ણવોએ અપરસમાં રહીને ભોજન કરવું. અને વગર પ્રસાદી વસ્તુ ભોજનમાં લેવી નહીં. પરંતુ પ્રસાદી કરેલી વસ્તુ ખપમાં લેવી. આવી વેદની આજ્ઞા છે. કહ્યું છે કે

**सर्वे देवाः सर्वे पितरः सर्वे मनुष्याः विष्णुनाशितमश्नन्ति, विष्णुना घ्रातं जिघ्रन्ति, विष्णुना पीतं पिबन्ति, विष्णुना रसितं रसयन्ति, तस्माद्विद्वांसो विष्णूपहृतं भक्षयेयु :॥**

માટે પ્રસાદી વસ્તુનેજ જમવાના ઉપયોગમાં લેવી. તે પ્રસાદી અનેક પ્રકારથી થઈ શકે છે તેના પ્રકાર નીચે પ્રમાણે જાણવાં. ૧ શ્રી ઠાકુરજીને

સાક્ષાત્ ભોગ ધરેલી, ૨ એક ભોગ ધરેલી વસ્તુસાથે મેળવેલી, ૩ બીજી અણ પ્રસાદી વસ્તુપણ પ્રસાદી થાય. ૪ શ્રી ચરણામૃત મેળવવાથી પ્રસાદી થાય. ૫ શ્રી દૃષ્ટિદ્વારા પ્રસાદી થાય. તથા સ્પર્શથી પણ પ્રસાદી થાયછે. હવે કોઇ વાર જ્ઞાતિભોજનનો પ્રસંગ આવે ત્યારે સાકર વિગેરે વસ્તુને શ્રી ઠાકુરજીને ભોગ ધરી પ્રસાદી કરીને તેને સામગ્રીમાં મેળવી દેવી કે જેથી સર્વ સામગ્રી પ્રસાદી થઇ જાયછે. આજ પ્રમાણે પોતાના ઘરમાં જે કંઈ વસ્તુ આણી હોય તે વસ્તુમાંથી થોડીક વસ્તુ શ્રદ્ધાપૂર્વક જ્યાં પોતાના ગુરૂ બીરાજતા હોય ત્યાં અથવા તો શ્રી ઠાકુરજીના મંદીરમાં મોકલવાથી પોતાને ત્યાં બચેલી સર્વ વસ્તુ સાર્થક થઈ જાયછે.

આ પ્રકાર સવિસ્તર કહેવાનું પ્રયોજન એ છે કે કોઇ સમય અડચણને લીધે સાક્ષાત્ ભોગ ધરાવીને મુખ્ય પ્રસાદી લઇ શકાય નહીં તેમ હોય તો આપ્રમાણે પ્રસાદી કરીને તે વસ્તુ ઉપયોગમાં લેવી. પરંતુ અણ-પ્રસાદી કોઇપણ વસ્તુ વાપરવી નહીં. તથા દિવસમાં બે વાર ભોજન કરવું નહીં. કેમકે તેમ કરવાથી દોષ લાગેછે. તદનંતર શ્રી ઠાકુરજીની સેવામાં અડચણ પડે નહી એવો કોઇપણ જાતનો વ્યાપાર આદિક કરે તો દોષ લાગે નહીં. પરંતુ પોતાના સંસાર અને શરીરને જે ઉદ્દેશીને સર્વ વ્યવહાર કરવામાં આવેછે તે ગૌણ છે. અને મુખ્ય શ્રીઠાકુરજીની સેવા ગણાય છે.

## સાયંકાળના નિયમો.

પોતાને ઘેર સેવા બીરાજતી હોય તો, ઉત્થાપનથી લઇને શયન સુધી વિધિપૂર્વક સેવા કરવી. અને જે શેહેરમાં પુષ્ટિમાર્ગનું મંદિર હોય ત્યાં ઉત્થાપનથી માંડીને શયન આર્તિ સુધીનાં સર્વ દર્શન વૈષ્ણવોએ કરવાં, અને જ્યાં શ્રીગોસ્વામી મહારાજ બીરાજતા હોય, ત્યાં પણ દર્શન કરવા અવશ્ય જવું. અથવા તો જ્યાં આગળ પુષ્ટિ માર્ગીય મંડળી ધર્મોપદેશ શ્રવણ કરવાને માટે અને તેનો નિર્ણય કરવા માટે એકઠી મળતી હોય ત્યાં આલસ્ય ત્યાગ કરીને અવશ્ય જવું. અને સ્ત્રીમંડળમાં સ્ત્રીયોએ અને પુરૂષમંડળમાં પુરૂષે વિભાગ પ્રમાણે બેસીને ભક્તિપૂર્વક સાંપ્રદાયિક ધર્મોપદેશ તથા ભગવત્ ગુણાનુવાદ શ્રવણ કરવા. તથા સમય મળે તો પુષ્ટિમાર્ગના શિક્ષા પત્ર

વિગેરે અને ઉપયુક્ત ગ્રંથ ગુરૂમુખ વાંચવા. અનંતર સૂર્ય અસ્તને વખતે સ્નાન કરી વર્ણાશ્રમવિધિથી પોત પોતાની શાખા પ્રમાણે સંધ્યાવંદન કરવું. અને તે પછી ઇષ્ટમંત્રનો યથાશક્તિ જપ કરવો. કોઇનો પણ સ્પર્શ ન થયો હોય તો સ્નાનની આવશ્યકતા નથી નહીંતર સ્નાન કરવું. ત્યાર પછી ઔપાસન હોયતો હોમ આદિ નિત્ય ક્રિયા કરવી. ત્યાર પછી યથાવકાશ પ્રસાદ લેવો અને પછી શ્રી ગુરૂદેવના નામનું સ્મરણ કરવું. અને નીચે લખ્યા પ્રમાણે આપસ્વરૂપોના નામનું સ્મરણ કરવું. **श्रीनाथजी, श्रीमहाप्रभुजी, श्री-गुसांईजी** ઇત્યાદિક નામ ગ્રહણ કરવાં. ત્યાર પછી યથાશક્તિ અષ્ટાક્ષર મહામંત્રનો અવશ્ય જપ કરવો. આ પ્રમાણે નિત્યકર્મ કરવાં.

## શુધ્ધિ પ્રકાર.

અપવિત્ર ક્રિયા પછી શારીર શુદ્ધિની રીત. શૌચ ગયા પછી ઉપર કહેલા પ્રકારથી શુદ્ધ થઇને આઠ કોગળા કરવાથી પુરૂષ કર્મનો અધિકારી થઇ શકે છે. લઘુશંકા કર્યા પછી ચાર કોગળા કરવાથી શુદ્ધ થવાય છે. ભોજન કરનારો પણ જમ્યા પછી બાર કોગળા કરીને શુદ્ધ છે. અને સ્ત્રીસંગ કર્યા પછી હાથ પગ ધોઇને સોળ કોગળા કરવાથી શુદ્ધ થવાય છે. આ સાધારણ પ્રકાર જાણવો.

## વ્રત કરવાનો વિચાર.

ચાર જયંતી અને ચોવીસ એકાદશી અવશ્ય કરવી જોઇએ. તેમાં ઉભય પક્ષની એકાદશીને દહાડે સામર્થ્ય હોય તો નિરાહાર ઉપવાસ કરવો. નહીંતર ફળાહાર કરવો. અને જયંતીના વ્રતમાં શ્રી ઠાકુરજીના પ્રાગટ્ય થયા પછી અનસકડી પ્રસાદ લેવો. પણ ઉપવાસ નહીં કરવો પણ એકાદશીમાં જયંતીનું વ્રત આવે તો એકાદશીની રીતિ પ્રમાણે ઉપવાસ કરવો. અને જયંતી જુદી આવે ત્યારે જયંતીના વિધિ પ્રમાણે પ્રસાદ લેવો.

૧. **जन्माष्टमी** શ્રાવણવદિ ૮.
૨. **वामन द्वादशी** ભાદ્રપદશુક્લ ૧૨.
૩. **नृसिंहचतुर्दशी** વૈશાખ સુદિ ૧૪.
૪. **रामनवमी** ચૈત્ર સુદિ ૯.

આ પ્રમાણે ઉપર બતાવેલાં વ્રતો શ્રીગોકુલચંદ્રમાજીની ગાદીના સેવક લોકોએ અવશ્ય કરવા ઉચિત છે. અને પોતાના શ્રી આચાર્યજીનો જન્મ તિથિનો મહોત્સવ પણ કરવો ઉચિત છે. શ્રીદેવકીનંદનાચાર્યજી મહારાજનો જન્મદિવસ સંવત્ ૧૯૧૫ ને ચૈત્ર સુદિ ૩ તૃતીયાનો છે.

## કંઠી વિષય વિશેષ નિયમ.

સમસ્ત વૈષ્ણવોએ તુલસીકાષ્ઠની કંઠી ધારણ કરવી. પણ બીજા કાષ્ઠની કંઠી ધારણ કરવી નહીં, કારણ કે અન્ય કાષ્ઠની શાસ્ત્રમાં એટલે સુધી નિંદા કરીછે કે '**काष्ठमालाधरं दृष्ट्वा सचैलं स्नानमर्हति**, જેના કંઠમાં કાષ્ઠની માલા હોય તેના દર્શનથી વસ્ત્રસહિત સ્નાન કરવું ઉચિત છે. માટે સર્વ વૈષ્ણવોએ અવશ્ય તુલસીકાષ્ઠમાલા ગ્રહણ કરવી. પોતાને ત્યાં તુલસીકાષ્ઠમાલા મળી શકે નહીં તો ક્યાંઈથીપણ મંગાવીને તેને પ્રસાદી કરાવવી અને તે ધારણ કરવી. હાલમાં ઘણે ઠેકાણે અન્ય કાષ્ઠમાલા ધારણ કરવામાં આવેછે, તે શાસ્ત્રથી વિરૂદ્ધ છે. આ વિષયમાં જો કોઇને પ્રશ્ન કરવું હોય તો ભલે કરે તેનું સમાધાન આપવામાં આવશે. અમારે ત્યાંનો કોઇપણ ભેટીયો કેવળ કાષ્ઠની કંઠી ક્યાંઈ પણ આપે તો તેને ઠપકો આપીને તેનું નામ લખી અમારા પર મોકલી દેવું કે જેથી તેને દંડ કરવામાં આવશે. આ શિવાય જેને તુલસીકાષ્ઠની માલા મળી શકતી ન હોય તે અમને લખી જણાવશે તો તેને મળી શકશે. જ્યારે સૂતકાદિ આવે ત્યારે તેમાંથી નિવૃત્ત થયા પછી બીજી કંઠી ધારણ કરવી એનો મુખ્ય પક્ષ છે. પરંતુ જો બીજી કંઠી મળી શકે નહિ તો તે કંઠીમાંથી દોરો કાઢી નાખી અરિઠા વિગેરેથી પારાની ચીકણાઈ દૂર કરીને બીજા શુદ્ધ દોરામાં પરોવવાથી તે કામમાં આવશે. પરંતુ તુલસીકાષ્ઠમાલા વગર એક ક્ષણ માત્ર પણ રહેવું નહીં. એ વિષયમાં અનેક ગ્રંથનાં વચનો પ્રમાણભૂત છે. હવે તે કંઠી પ્રસાદી કરાવવાનો મંત્ર.

**निवेद्य केशवे मालां तुलसीकाष्ठसंभवाम् ।**
**वहन्ति ये नरा भक्त्या तेषां वै नास्ति पातकम् ॥**

આ મંત્રથી પ્રસાદી કરાવવી.

તુલસીકાષ્ઠમાળાને ધારણ કરવાનો મંત્ર.

**तुलसीकाष्ठसम्भूते माले कृष्णजनप्रिये ।**
**बिभर्मि त्वामहं कण्ठे कुरु मां कृष्णवल्लभम् ॥**

આ મંત્ર ભણીને તુલસીકાષ્ઠમાળા ધારણ કરવી.

# ગુરૂશિષ્યસંવાદ.

શિષ્ય પૂછેછે—જય કૃપાનાથ! મનુષ્યનું કર્તવ્ય શું?

ગુરૂ—વર્ણાશ્રમ ધર્મપૂર્વક શ્રીકૃષ્ણભક્તિ.

શિષ્ય—ભક્તિ કેમ કરવી?

ગુરૂ—પોતપોતાના સંપ્રદાયાનુસાર કરવી.

શિષ્ય—વૈષ્ણવ સંપ્રદાય કેટલા છે?

ગુરૂ—હાલ કલિકાલમાં ચાર વૈષ્ણવ સંપ્રદાય પ્રસિદ્ધ છે.

શિષ્ય—આપને શ્રમ નહીં થતો હોય તો નામ કહેશો?

ગુરૂ—એમાં શ્રમ શાનો છે? શિષ્યોને ઉપદેશ આપવો એ તો અમારૂં મુખ્ય કામ છે. વૈષ્ણવ સંપ્રદાય ચાર છે. તેના નામઃ—૧ **રામાનુજ** અથવા **શ્રી** સંપ્રદાય. ૨ **માધ્વ**, ૩ **વિષ્ણુસ્વામિ** સંપ્રદાય અને ૪ **નિમ્બાર્ક** સંપ્રદાય.

શિષ્ય—જય જય!! આપણો સંપ્રદાય તો ચાર સંપ્રદાયમાં નહીં આવ્યો?

ગુરૂ—કેમ નહીં આવ્યો?

શિષ્ય—આપણો સંપ્રદાય કયો?

ગુરૂ—જે **વિષ્ણુસ્વામી** સંપ્રદાય ગણાવ્યો તે આપણો અનાદિસિદ્ધ સંપ્રદાય છે. શ્રી વલ્લભાચાર્ય મહાપ્રભુજીએ તેજ અંગીકાર કર્યો છે. માટે શ્રીવલ્લભસંપ્રદાય પણ કહેવાય છે.

શિષ્ય—જય જય!! પુષ્ટિમાર્ગ તે આપણો છે એમ અમે સાંભળ્યું છે.

ગુરૂ—તે ખરૂં છે. પુષ્ટિમાર્ગ પણ તેજ છે. જેમ એક વસ્તુનાં બે ત્રણ નામ હોય છે. અથવા તો જેમ એક માણસના ગુણ પ્રમાણે નામ જુદાં જુદાં થાયછે તેમજ આપણા સંપ્રદાયના નામ જુદાં જુદાં છે તેથી ભ્રમ કરવો નહીં.

શિષ્ય—આપણા સંપ્રદાયના પ્રથમ પ્રવર્ત-

ગુરૂ—શ્રીપુરાણ પુરૂષોત્તમ છે. અને તેમની પાસેથી સદાશિવને ઉપદેશ થયો તેથી ભક્તિ માર્ગના દ્વિતીયાચાર્ય સદાશિવ ગણાય છે. તેમનાશિષ્ય નારદાદિક થયા છે.

શિષ્ય—શ્રીમદાચાર્યજીના વળી ગુરૂ હોય?

ગુરૂ—તમને શંકા કેમ ઉપજે છે? શું શ્રીમદાચાર્યજીએ લૌકિક મર્યાદા નથી પાળી. જુવો શ્રીરામચંદ્રજીએ ગુરૂ કર્યા હતા. સાક્ષાત્પૂર્ણ પુરૂષોત્તમ શ્રીકૃષ્ણચંદ્રે પણ વિદ્યા ગુરૂ સાંદીપનિ કર્યા હતા. તો શ્રીમદાચાર્યજી ગુરૂ કરે તેમાં શંકા શું? આચાર્યજીએ જન્યજનકાદિભાવ સ્વીકાર્યા હતા તો ગુરૂશિષ્યભાવ સ્વીકારે તેમાં શંકા શું?

શિષ્ય—ગુરૂજી? ભગવદ્ભક્તિનો કોને અધિકાર છે?

ગુરૂ—મનુષ્યમાત્રને અધિકાર છે. તેમાં શંકા કેમ થાય છે. જીવ માત્ર ભગવાનના અંશ છે અને દાસ છે. માટે પોતપોતાના અધિકાર પ્રમાણે શ્રીજીની સેવા કરવી.

શિષ્ય—ગુરૂને શું પૂર્ણ પુરૂષોત્તમ વા દેવ કે પૂજ્ય માનવા?

ગુરૂ—તમારી જેવી પવિત્ર ભાવના હોય તે પ્રમાણે તમે માનો. પણ ગુરૂ એ અમે તો સાક્ષાત્પૂર્ણ પુરૂષોત્તમ છઈએ. અમે તો દેવ છઈએ એમ માની ધર્મ વિરૂદ્ધ આચરણ કરવાં નહીં. અને ધર્મ વિરૂદ્ધ આચરણ કરે તો પાત થાય છે.

શિષ્ય—ગુરૂએ શિષ્યને અને શિષ્યાને કેવાં માનવાં?

ગુરૂ—ગુરૂનો આ ધર્મ છે કે પોતાના શિષ્યને અને શિષ્યાને પોતાના પુત્ર પુત્રીવત્ માનવા જોઈએ. અને જેમાં તેઓનું હિત સમાયું હોય તે ઉપદેશ દેતા રહેવું.

શિષ્ય—આપણા માર્ગમાં પુત્રપુત્રીભાવ ક્યાં છે?

ગુરૂ—તમારી મોટી ભૂલ છે કે તમો એમ પૂછો છો. આપણા સંપ્ર- ... સર્વત્ર ગુરૂ શિષ્યનો તો પિતાપુત્રવત્ ભાવ છે.

શિષ્ય—વૈષ્ણવ કોને કહેવો ?

ગુરૂ—જેનામાં બાહ્ય અને આભ્યંતર વૈષ્ણવ ધર્મ દેખાતા હોય, અથવા જેને વૈષ્ણવ ગુરૂજી પાસેથી વિધિપૂર્વક વૈષ્ણવ મંત્ર દીક્ષા મળી હોય તે વૈષ્ણવ સમજવો.

શિષ્ય—આપણા સંપ્રદાયમાં સાધન અને ફળ શું છે ?

ગુરૂ—આપણા સંપ્રદાયમાં પ્રભુપ્રાપ્તિનું સાધન એ ભક્તિ છે. અને સિદ્ધાવસ્થામાં ફળરૂપ પણ ભક્તિજ છે. સિદ્ધાવસ્થામાં સાધનોનો પરિત્યાગ થાય છે. પણ ભક્તિના વિષયમાં તેમ નથી. સિદ્ધાવસ્થામાં ફળરૂપ પણ તેજ થાયછે. જે ઉત્તમ ભગવદ્ભક્તો છે તે ભક્તિ વિના બીજું કશું ઇચ્છતા નથી. મુક્તિ પણ આનુષંગિક થાયછે. મુક્ત પુરૂષો પણ લીલાવિગ્રહ ધારણ કરી ભગવદ્ભક્તિ કર્યા કરે છે. પરમ પુરૂષાર્થ પણ ભક્તિ છે. અને એજ સિદ્ધાંત—વેદ, ગીતા, વ્યાસસૂત્ર અને શ્રીભાગવતાદિ પ્રમાણગ્રંથોમાં સ્પષ્ટ પ્રદિપાદિત છે.

# श्रीगोकुलेंदुर्जयति.

## श्रीगोकुलचंद्रमाजीना पीठना सर्व सेवको अने समस्त वैष्णवोने जाहेरखबर.

---

अमे मुंबईमां श्रीनो भंडार अने वहिवट खातुं राखेल छे; माटे सर्वेने खबर करवामां आवे छे के श्रीनी अने अमारी गादीनी जे कंई भेट वगेरे होय ते मुंबई मोकली आपवुं; तेनी नोंध थईने तेनो योग्य रीते अंगीकार करावावामां आवशे.

श्रीना भेटीआओ जे तमारी पासे आवे तेना पासेथी काची पहोंच तेनी सहीनी लेवी; अने तेज नंबरनी बीजी पाकी महोरी पहोंच भेटीआ तमारी पासे बीजी साल आवे त्यारे लेवी.

भेट वगेरे जे कंई मोकलो ते अमारा मुंबईना वहिवट-दार जमुनादास नरसी खटाउना नामथी मोकलवुं; अने तेनी पहोंच मंगावी लेवी.

मितियादशमी सं. १९४७.